# પર્યુષણ પર્વ

અથવા

# પવિત્ર જીવનનો પરિચય.

સમાજ સેવાર્થે પ્રસિદ્ધ કર્તા,

**નઝરઅલી હશનભાઇ મુખી.**

માલેક, ધી રેઝી ટાઈલ વર્કર્સ.

ગણદેવી (બરોડા સ્ટેટ) સ્ટેશન બીલીમોરા.

લેખક.

વાડીલાલ મોતીલાલ શાહ.

# પ્રસિદ્ધ કર્તા તરફના બે બોલ.

આજ કાલ પુસ્તકો અને પત્રોની સંખ્યામાં એટલો બધો વધારો થતો જાય છે અને સાથે સાથે જીવન કલહ પણ એટલો તીવ્ર બનતો જાય છે કે, વાંચનના શોખવાળા મનુષ્યને પણ મુશ્કેલીથી ખેંચી કઢાયલી ફુરસદની થોડી મીનીટો કયું પુસ્તક વાંચવામાં ખર્ચવી તે બાબતનો નિર્ણય કરવો મુશ્કેલ થઇ પડે છે. મારી પોતાની અલ્પ મતિ અને મારી આવશ્યકતા એ બન્નેને અનુસરતાં હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે, આ દેશને આ જમાનામાં સૌથી વધારે જરૂર એવાં પુસ્તકોની છે કે જેથી વાચકવર્ગ કાલ્પનિક કે અશક્ય વિવાદોમાં ન ઉતરી પડે, તેમજ ખોટી ધાંધલમાં પડી જીંદગીની મર્યાદિત શક્તિઓનો વ્યય કરવા ન પ્રેરાય, પણ બુદ્ધિમાં ઉતરી શકે અને જીવનને સુખી, ઉત્સાહી અને ઉપયોગી બનાવે એવાં તત્વો પામે.

ઇ. સ. ૧૯૧૪ ના ઓગસ્ટમાં પ્રસિદ્ધ થવા પામેલા " જૈન-હિતેચ્છુ " પત્રના અંકમાં " પર્યુષણ પર્વ અને પવિત્ર જીવનનો પરિચય " એ નામનો એક લાંબો લેખ મ્હારા વાંચવામાં આવ્યો, તે મને ઉપર જણાવેલી જરૂરીઆત પુરી પાડતો જણાયો. એના લેખક જાણીતા જૈન લેખક વા. મો. શાહ હતા. એ લેખમાં શરૂઆતમાંજ જણાવવામાં આવ્યું છે કે "જીવનને ઉચ્ચ બનાવે એજ ધર્મ મ્હને માન્ય છે. ધર્મને અંગે થતાં કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ જો જીવનનું ઉચ્ચીકરણ કરવાના આશયથી વંચિત હોય, તો તે કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ મ્હને માન્ય નથી, પછી તે ચાહે તેવા પ્રતિષ્ઠિત

પુરૂષથી કે બ્રહ્માથી યોજાયલી કહેવાતી હોય તો પણ શું ? ” લેખકનું આ દષ્ટિબિંદુ મારી જરૂરીઆતને બંધ બેસતું લાગ્યું. અને તે પછીનું વાક્ય અને તે આખા લેખને અભ્યાસ પૂર્વક વાંચવા પ્રેરનાર થઇ પડ્યું. તે વાક્ય આ હતું. “ ધર્મના નામથી થતાં જે ફરમાનો મ્હારૂં આરોગ્ય સંરક્ષવાને મદદગાર થતાં હોય, જે ધાર્મિક ક્રિયાએ મ્હને દુનિયા પ્રત્યેનાં મ્હારાં કર્તવ્યો બજાવવામાં જોઇતું બળ ધીરતી હોય, અને જે ધાર્મિક ભાવનાએ મ્હને આધિ–વ્યાધિ ઉપાધિના સાગરમાં અદ્ધર તરવાની કલા શિખવતી હોય, તે ફરમાનો તે ક્રિયાએ અને તે ભાવનાએ મ્હને માન્ય હોવીજ જોઇએ–હરકોઇ વિચારશીલ મનુષ્યને માન્ય હોવી જોઇએ.”

આવા દષ્ટિબિંદુથી લખાયલો લેખ અવસ્ય કિમતી હશે એમ મેં ધાર્યું. અને સંપૂર્ણ વાંચતાં મને ખાત્રી થઇ કે મારી ધારણા ખોટી નહોતી અને લાગ્યું કે આ વખતે જુદા પુસ્તક તરીકે ફરી છપાવી તેની હજારો નકલોનો વિના મૂલ્ય પ્રચાર કરવામાં આવે તો ધણા મનુષ્ય બંધુઓનું હિત થાય; કારણ કે આ ચણતર લાગણી નહિ પણ બુદ્ધિવાદના પાયા ઉપર ચણાયલું હતું અને તેમાં આરોગ્યશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર, ટુંકમાં કહું તો શક્તિનું શાસ્ત્ર સમાયલું હતું, મને એમાંથી ઘણું જાણવાનું મળ્યું એટલું જ નહિ પણ નવો ઉત્સાહ મળ્યો છે. આધ્યાત્મિક જીવન ઘણું મુસ્કેલ છે. અને માત્ર ત્યાગીઓથી જ પામી શકાય તેમ છે એવી જે માન્યતા હજારો કેળવાયેલાઓ અને બીન કેળવાયેલાઓમાં આજે ફેલાયલી છે, તેમ મારી પણ એવીજ માન્યતા હતી પરન્તુ આ લેખમાંથી મળી આવતી ચાવીઓ વડે આધ્યાત્મિક જીવન

મને સરળ થતું જણાયું. બારવ્રત ઉપર લેખકે જે નવીન પ્રકાશ નાંખેલો છે. અને જીવનને ઉચ્ચ, ઉપયોગી, તન્દુરસ્તી અને શક્તિવાન બનાવનારી બાર કિંમતી દવાઓ તરીકે બાર વ્રતનો જે રીતે અર્થ કર્યો છે, તેવો મેં આજ સુધી કોઇ પુસ્તકમાં વાંચ્યો નથી સામાયિક, પોષધ અને પ્રતિક્રમણ, ધ્યાન કાઉસગ્ગ અને પ્રાર્થનાની ફીલસુફી ખરેખર તદ્દન વ્યવહારૂ, દરરોજના જીવનમાં બળ અને શાન્તિ આપે એવી બતાવી છે અને તેથી આ વિચારો માત્ર જૈન-કુલમાં જન્મેલા જ નહિ પણ હરકોઇ કુળમાં, ધર્મમાં, દેશમાં જન્મેલા પરન્તુ જિજ્ઞાસુ જનોને અતિ ઉપકારી થવા વગર નહિ જ રહે એમ ધારી મેં આખો લેખ જેમનો તેમ એક પુસ્તક રૂપે ફરી છપાવવા માટે લેખકની મંજુરી મંગાવી, જે તેમણે વગર આનાકાની એ આપી અને તેથી આજે—યુદ્ધ શાન્તિ પછીના પહેલા પર્યુષણ પ્રસંગે—આ પુસ્તક બહાર પડે છે.

વાચકવર્ગ પ્રત્યે નમ્ર વિનંતી કરવાની રજા લઇશ કે, તમે જૈન હો કે વૈષ્ણવ હો, મુસલમાન હો, ખ્રિસ્તી કે જરથુસ્તના અનુયાયી હો, જે હો તે હો, પણ આ પુસ્તક એક વખત એક તટસ્થ તરીકે વાંચશો અને જો એમાંથી કાંઇ તમારા જીવનને ઉચ્ચ બનાવી શકે તેવું તમને જણાય તો તેને તમે તમારા જીવનનો એક ભાગ બનાવવા પ્રયત્ન કરશો.

ગણદેવી તા. ૧—૮—૧૯૧૯ ન. હ. મુખી.

# ખાસ વાંચવા યોગ્ય સસ્તાં ઉત્તમ પુસ્તકો.

નીચેનાં, રા. મણિલાલ નથુભાઇ દોશી બી. એ કૃત ઉત્તમ પુસ્તકો દરેક ધર્મના અનુયાયીઓને એક સરખાં ઉપદેશી અને ખરીદવા યોગ્ય છે. તે પુસ્તકો તેમની પાસેથી ( ઠે૦ રતન પોળ મુ. અમદાવાદ ) મળી શકશે:—

| | | | |
|---|---|---|---|
| ગુરૂદર્શન ... | ૦—૬—૦ | જૈન ધર્મ ... | ૦—૧—૦ |
| અર્હન્નીતિ ... | ૧—૮—૦ | મનુષ્યનું ભવિષ્ય... | ૦—૧—૦ |
| શ્રીબુદ્ધોપદેશ ... | ૦—૬—૦ | મરણ પછીની સ્થિતિ. | ૦—૧—૦ |
| શ્રીબુદ્ધચરિત્ર ... | ૦—૮—૦ | યોગ માર્ગનો ભોમીઓ | ૦—૧—૦ |
| જ્ઞાનદીપક ... | ૦—૩—૦ | જૈન લેખમાળા... | ૦—૮—૦ |
| મહાન્ ગુરૂનો પ્રસાદ | ૦—૨—૦ | લેખ સંગ્રહ ... | ૦—૪—૦ |
| આદર્શ પુરૂષ ... | ૦—૩—૦ | પ્રભુને નામે ... | ૦—૩—૦ |
| જગદ્ગુરૂનું આગમન | ૦—૧—૦ | થિઓસોફીનાં મૂળતત્વો. | ૦—૫—૦ |
| શાંતિનું સ્થળ... | ૦—૧—૦ | | |

**જ્ઞાનદીપક:** તેમાં જ્ઞાનનું માહાત્મ્ય બતાવી તેને મેળવવાનાં વિવિધ સાધનોનું દાખલા દલીલો સાથે વિવેચન કરવામાં આવ્યું છે, પૃષ્ઠ ૬૪ છે. તેની કિંમત ત્રણ આના છે, પણ પ્રભાવના કે લ્હાણી માટે જેને તે પુસ્તકો સામટાં લેવાં હશે તેને આઠ રૂપીએ સો પ્રમાણે આપવામાં આવશે.

લખો.

મ. ન. દોશી. રતનપોળ.

અમદાવાદ.

# पर्यूषण पर्व अथवा पवित्र जीवननो परिचय.

## दान, शील, तप, सामायिक, प्रतिक्रमण, पोषध; इत्यादि पर्यूषणने लगती क्रियाओनुं व्यवहारु स्वरुप.

જીવનને ઉચ્ચ બનાવે, એ જ ધર્મ મ્હને માન્ય છે. ધર્મને અંગે થતાં કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ જો જીવનનું ઉચ્ચીકરણ કરવાના આશયથી વંચિત હોય, તો તે કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ મ્હને માન્ય નથી, પછી તે ચાહે તેવા પ્રતિષ્ઠિત પુરૂષથી કે બ્રહ્માથી યોજાયલી કહેવાતી હોય તો પણ શું ક

ધર્મના નામથી થતાં જે ફરમાનો મ્હારૂં આરોગ્ય સંરક્ષવાને મદદગાર થતાં હોય, જે ધાર્મિક ક્રિયાઓ મ્હને દુનિયા પ્રત્યેનાં મ્હારાં કર્ત્તવ્યો બજાવવામાં જોઇતું બળ ધીરતી હોય, અને જે ધાર્મિક ભાવનાઓ મ્હને આધિ–વ્યાધિ–ઉપાધિના સાગરમાં અદ્ધર તરવાની કળા શિખવતી હોય, તે ફરમાનો, તે ક્રિયાઓ, અને તે ભાવનાઓ મ્હને માન્ય હોવી જ જોઇએ,–હરકોઈ વિચારશીલ મનુષ્યને માન્ય હોવી જોઇએ.

ઉપયોગ વગરની ક્રિયાઓ, ફરમાનો અને ભાવનાઓમાં વીર્ય કે સમય ખર્ચવો મ્હને–આજના સખ્ત જીવનકલહ વચ્ચે રહેતા પામર મનુષ્યને–પાલવે તેમ નથી. ઉપયોગ–utility–સાર્થકતા એ જ આ જમાનાનું દષ્ટિબિંદુ છે.

અને એટલા માટે, પર્યુષણ પર્વને નામે જે તહેવાર ઘણા વર્ષોથી જૈનો પાળતા આવ્યા છે, અને પાળે છે, તે મ્હારે પાળવા યોગ્ય છે કે કેમ એ સવાલ પર હું આજે ઉપયોગ અથવા utility ની દૃષ્ટિથી વિચાર કરવા ઇચ્છુંછું. લાખ્ખો માણસો તે પાળે છે માટે મ્હારે પણ પાળવો એ સિદ્ધાંત મ્હને માન્ય નથી; પુરાણા વખતથી ચાલ્યો આવતો અને આપણા મહાન્ પૂર્વજોએ પાળેલો તે તહેવાર મ્હને માન્ય હોવો જોઇએ એમ પણ હું સ્વીકારી શકતો નથી; અમુક મહાપુરૂષોનું તે ફરમાન છે એવા એક જ માત્ર કારણથી હું ત્હેને અંગીકાર કરી શકતો નથી. (કારણ કે ક્રિશ્ચિયનો, મુસલમાનો વગેરે તમામ ધર્મવાળાઓ ત્હેમની દરેક બાબતમાં પરમેશ્વરની આજ્ઞા અને ઈશ્વરકૃત વેદનું પ્રમાણ ક્યહાં બતાવતા નથી ? અને તે છતાં જૈનો બુદ્ધિથી પ્રશ્ન કરીને તેઓની તે તે વાતોનો સ્વીકાર કરવા ના કહે છે.

પર્યુષણ તહેવારનો સ્વીકાર કરવા પહેલાં હું એનો અર્થ સ્હમજવા ઇચ્છુંછું, એનો 'ઉપયોગ' (utility) જાણવા ઇચ્છુંછું, એનું સ્વરૂપ સ્હમજવા ઇચ્છુ છું. યથાશક્તિ વાચન અને મનનને અંતે મ્હને સ્હમજાય છે કે, આ તહેવાર પાળવા યોગ્ય છે, એટલું જ નહિ પણ એ તહેવાર કે જે આઠ દિવસોમાં મર્યાદિત કરાયલો છે, એને મ્હારા આખા જીવનની હદ જેટલો વિસ્તારવો જોઇએ છે; અર્થાત્ આખી જીંદગીને પર્યુષણ પર્વ જેવી બનાવવી જોઇએ છે. મ્હારા આ નિશ્ચયનાં કારણો આ નીચેનું લખાણ વાંચનારને સહેલાઈથી સ્હમજાશે.

પર્યુષણ અથવા પર્યુપાસના એટલે ભક્તિ અથવા આપણી અંદર ત્રીગઢા ગઢપાછળ બીરાજતા આત્મદેવની ઉપાસના, આત્મ-

રમણતા, આત્મસ્થીરતા, આત્મૈકતા, મન-વચન-કાયાના યોગને આત્માભિમુખ બનાવી કરાતું વર્ત્તન; વધારે સ્પષ્ટ શબ્દમાં કહીએ તો આત્મિક જીવન, દૈવી જીવન અથવા પવિત્ર જીવન

હવે જો કે આત્માએ આત્મિક જીવન જીવવું એ તો એને માટે સહજ અથવા સ્વાભાવિક જ છે, અને તેથી બહુજ સહેલું કામ છે; તથાપિ એ આત્માએ સ્વેચ્છાપૂર્વક જે જે શરીરો બાંધ્યાં છે, તે તે શરીરો પોતાનો સ્વભાવ પણ અહોનિશ ભજવ્યા કરે છે, તેથી આત્મા કે જે તે તે શરીરોની અંદર નિવાસ કરે છે ત્હેને તે ગાઢ સહવાસને લીધે તે તે શરીરોનો સ્વભાવ તે પોતાનો સ્વભાવ જણાય છે અને તેથી **સ્વસ્વભાવનું સ્મરણ રહેતું નથી.** સ્થૂલ શરીર આમતેમ ભટકયા કરે છે અગર જે તે કાર્ય કર્યા કરે છે, તૈજસ કે ઇચ્છા શરીર ભિન્ન ભિન્ન ઇચ્છાઓમાં દોડયાં કરે છે, કાર્મણ કે વિચારશરીર ગમે તે વિચારોમાં ભટકયા કરે છે; અને આ ત્રણે શરીરોના અખંડ સહવાસવાળો આત્મા એ શરીરોના ધર્મોમાં પોતાનો ધર્મ માનવા લાગ્યો છે; તે એટલે સુધી કે સ્વભાવનું તો એને સ્મરણ પણ ભાગ્યે જ થાય છે. જેમ એક ગણિકાના નિરંતર સહવાસમાં રહેનારા પુરૂષને આખા દિવસમાં સ્વપત્ની ભાગ્યેજ એકાદ વખત યાદ પણ આવે છે, તેમ આત્માને આ ત્રણ શરીરોના નિરંતર સહવાસને લીધે સ્વસ્વભાવનું સ્મરણ ભાગ્યે જ થાય છે અને તે પણ પ્રયત્ને જ થાય છે.

આ ઉપરથી ત્રણ સિદ્ધાંતો ફલિત થાય છે: (૧) 'સ્વભાવ' અથવા સ્વસ્વભાવમાં રમણ કરવું એ મનુષ્યને માટે સ્વાભાવિક છે, અશકય નથી. (૨) પરન્તુ સરેરાસ મનુષ્ય '(વિભાવ માં અથવા જડ ભાવમાં જીવે છે, પરપ્રદેશમાં જ અને સ્વભાવવિરૂદ્ધ વાતાવ-

રણુમાં જ  આખી જીંદગી અથવા જીંદગીનો મ્હોટા ભાગ ગુજારે છે. ( ૩ ) અને સ્વભાવવિરૂદ્ધ વાતાવરણુમાં રહેવાને પરિણામે કુદરતી રીતે ત્હેને દુઃખ અનુભવવું પડે છે; જેમ કે હવામાં ઉડવાના સ્વભાવવાળી કોયલ સરોવર અંદર માંછલાની સાથે રહેવા માંડે તો દુઃખી થાય જ. અહીં જો કે માંછલાં કે પાણી એ પોતે 'દુઃખ' નથી, દુખ એ વસ્તુતઃ કાંઇ પદાર્થ નથી, પણ સ્વભાવવિરૂદ્ધ વર્ત્તનથી અનુભવાતી લાગણી એ જ 'દુઃખ' કહેવાય છે. તેમ શરીરો અને દુનિયાના પદાર્થોના કોઈ ભાગની અંદર 'દુઃખ' નામની કોઇ ચીજ ભરી રાખવામાં આવી નથી કે જેથી ત્હેનો સંગ કરનારને દુઃખ વળગી પડે; પણ આત્મા કે જેનો સ્વભાવ અમર્યાદિત છે, તે આ મર્યાદિત સ્વભાવવાળાં શરીરો કે પદાર્થોમાં વસવાટ કરે છે ત્યારે તે સ્વભાવવિરૂદ્ધ કાર્યથી સ્વભાવતઃ જ જે લાગણી અનુભવાય છે ત્હેને આપણે 'દુઃખ' એવી સંજ્ઞા આપીએ છીએ. વસ્તુતઃ દુઃખ, સુખ એ સર્વ કલ્પનાઓ જ છે, અસ્તીત્વ વગરનાં ખોખાં—નામ માત્ર છે. અને તેથી દુઃખને દૂર કરવાનો માત્ર એક જ રસ્તો હોઇ શકે, તે એ કે, વિભાવમાંથી મુક્ત થવા અને સ્વસ્વભાવમાં જોડાવા બને તેટલો ઉદ્યમ સેવવો. અમુક સ્થળે બેઠા હોઇએ તો જ વિભાવને ભૂલી શકાય, અમુક જાતનાં વસ્ત્ર પહેર્યાં હોય તો જ સ્વભાવનું સ્મરણુ થાય, અમુક મંત્ર કે પાઠ જપીએ તો જ સ્વભાવની રમણુતા થાય, અમુક ક્રિયા કરીએ તો જ આત્મસ્થીરતા થાય, એવું કંઈ છે જ નહિ, હોઈ શકે જ નહિં, કારણુ કે સ્થળ, વસ્ત્ર, પાઠ ક્રિયા એ સર્વ પોતે પણ વિભાવો જ છે. જડ જ છે. જે પંથ સૌથી શ્રેષ્ઠ હોવાનો દાવો કરતો હોય તે પંથના ફરમાન મુજબનાં જ વસ્ત્ર પહેરવામાં આવે, તે મુજબની જ ઉગ્ર તપશ્ચર્યા

કરવામાં આવે, તે પંથનાં પવિત્ર શાસ્ત્રો જીભ્હાગ્રે કરવામાં આવે, અને તે છતાં પણ વિભાગ વૃત્તિનો છેડા છુટકો અને સ્વસ્વભાવ-રમણતા ન પણ થાય. સાધનો માત્ર આશયપૂર્વક કહેવામાં આવ્યાં હોય છે એ ખરૂં છે, પણ સાધનો જડ શરીર માટે નથી, આત્મા માટે છે અને જેટલા પ્રમાણમાં આત્માભિમુખ વૃત્તિથી તે સાધનોનો ઉપયોગ થાય, તેટલા પ્રમાણમાં આત્મસ્મરણ અને આત્મરમણતા થવા શક્ય છે.

ઉપર જે ત્રણ સાદા સિદ્ધાંતો કહ્યા તે દરેક ત્હેમાંની સાદાઈ છતાં બહુ ગહન છે, ફરી ફરી વિચારવા યોગ્ય છે, માનસિક દેહ ઉપર કોતરી રાખવા યોગ્ય છે. ઉપર કહેવામાં આવ્યું કે, સ્વભા-વમાં રમણ કરવું એ મનુષ્ય માટે ( જો કે લાંબા વખતના વિભાવ-પરિચયને લીધે દુર્ઘટ થઇ પડયું છે તો પણ ) અશક્ય નથી. અને હવે હું આગળ વળીને કહીશ કે સ્વભાવરમણતા અથવા ધાર્મિક જીવન કે પવિત્ર જીવન અથવા દૈવી જીવન એ, આપણે ધારી બેઠા છીએ એટલું બધું મુશ્કેલ પણ નથી. અભ્યાસ વગર, પ્રૅકટીસ વગર, ટેવ વગર આપણને એક કામ અતિ દુર્ઘટ જણાય; પરન્તુ એ કામ દુર્ઘટ નથી, પણ અભ્યાસ કે ટેવ પાડવાની દૃઢતાજ દુર્ઘટ છે. ટેવ પડી એટલે એ કામ સરળ—કહો કે સ્વાભાવિક થઇ પડે છે. પાણીમાં ડૂબકી મારવી એ આપણને ગુંગળાઇ મરવા જેવું કામ લાગે છે, પણ ટેવ પડયા પછી એ કામ સ્વભાવ રૂપ બની જાય છે અને હજારો મનુષ્યો ડૂબકીમાં મજાહ માને છે. તેમ આત્માની ઉપાસના અથવા આત્મરમણતા અથવા ધાર્મિક જીવન ( કે જે સઘળા એક જ અર્થ સૂચવતા શબ્દો છે ) નો બધો આધાર ટેવ ઉપર—અભ્યાસ ઉપર રહે છે. દારૂ પીનારાઓ કહે છે કે, કલૅરેટ

નામના દારૂનો પ્યાલો પહેલી જ વાર મ્હોં આગળ લાવતાં ત્હેમને ઉલટી થવા જેવું થાય છે, પણ ટેવ પડયા પછી એ દારૂ ત્હેમને બેહદ સ્વાદિષ્ટ લાગે છે. યોગી લોકોને શહેરના ભભકાઓમાં આવવું પણ ગમતું નથી અને જે એકાંતવાસથી આપણને કંટાળો આવે છે ત્હેમાં જ ત્હેમને સુખ લાગે છે. એક શહેરના મીનારામાંના ઘડીઆળની નજીકમાં રહેનારા એક ગાંડાના સમ્બન્ધમાં એમ ક્હેવાય છે કે, તે ઘડીઆળમાં જ્યહારે ડંકા વાગતા ત્યહારે તે હમેશ એક–બે–ત્રણ એમ ગણ્યા કરતો; એક વખત ઘડીઆળ બગડી ગઇ અને ડંકા વાગતા બંધ થયા, તે છતાં તે ગાંડો બરાબર કલાકે ડંકા ગણતો! બાસ્ટાઇલના કિલ્લામાં એક નિર્દોષ મનુષ્યને કેદ પુરવામાં આવ્યો હતો, ત્હેની સજા પુરી થતાં જ્યહારે ત્હેને ત્હેના અંધકારમય ઓરડામાંથી બહાર કહાડયો ત્યહારે ત્હેણે એજ સ્થળે પોતાનું બાકીનું જીવન પુરૂં કરવા દેવાની માગણી કરી હતી; કારણકે ઘણા વખતના સહવાસને લીધે–અભ્યાસને લીધે–ટેવને લીધે તે સ્થળ જ ત્હેને સુખરૂપ થઇ પડયું હતું, અને તે છોડી પ્રકાશમાં આવતાં દુઃખ થતું હતું. બીડી પીવી અને તમાકુ ખાવી એ પ્રથમ તો અણગમો ઉત્પન્ન કરે છે પણ ટેવ પડતાં એ બલાઓ ઉલટી મજાહ આપનારી જણાય છે. ડૉ૦ એટરબરી નામનો વિદ્વાન કહે છે કે, ત્હેને દફતરો અને આંકડા તપાસવાનું કામ કંટાળા ભરેલી મજુરી જેવું લાગતું હતું, પરન્તુ કેટલીક વખત એ કામ કર્યા કરવા પછી–ટેવ અથવા અભ્યાસને લીધે–એ કામમાં માની શકાય નહિ એટલી મજાહ એને પડવા લાગી. આ સઘળાં દૃષ્ટાંતો ઉપરથી સહજ સ્હમજાય છે કે, મહાન વિચારક બેકનના આ શબ્દો તદ્દન સાચા છે કે, "જે ચીજ આપણને પ્રથમ નાપસંદ કે મુશ્કેલ લાગે છે તે ચીજ, જ્યહારે આપણે

ત્હેનાથી ટેવાયલા થઇએ છીએ ત્હારે, જેટલી આનંદદાયક, સ્વાભાવિક અને સહેલી થઇ પડે છે, તેટલી બીજી કોઇ ચીજ થતી નથી.” મનુષ્યસ્વભાવના બંધારણનું આ રહસ્ય—આ છૂપી કળ જાણવા પામનાર મનુષ્યને એક પ્રકારનો દીલાસો—આશ્વાસન મળે છે. ધર્મમય કે પવિત્ર જીવન એ અતિ મુશ્કિલ છે, એવો ખ્યાલ તે દૂર કરી શકે છે અને 'ટેવ' પાડવા યત્ન કરે છે. અને જગતના 'નિષ્કારણ બંધુ'ઓએ—તીર્થંકરોએ પણ એ ટેવ પાડવા માટે જ જગતને 'પર્યૂષણ પર્વ' એટલે પર્યુષણાનો પરિચય કરાવનારો—આત્મિક જીવનની ટેવ પાડવાનો એક 'પાઠ'—એક 'અભ્યાસ પાઠ' ( Exercise )—એક 'પ્રયોગ'—એક 'હકૂતો.' ૩૬૫ દિવસ વિભાગના વાતાવરણમાં ફરનાર, અસ્વાભાવિક જીવન નિર્વહનાર મનુષ્યને ૮ દિવસ સ્વાભાવિક જીવનનો પરિચય કરાવવા—એવા આંતર્ જીવનનો અભ્યાસ અથવા ટેવ પાડવા માટે જ 'પર્યુષણ પર્વ'ની યોજના કરવામાં આવી છે. એ આડ દિવસમાં જે પ્રકારનું જીવન નિર્વહવામાં આવે તેવું જીવન હમેશને માટે નિર્વહવાનો સ્વભાવ થઈ જાય તો મનુષ્ય કૃતકૃત્ય થાય.

એ આઠ દિવસનું જીવન કેવું જોઇએ, એથી શું વ્યવહારૂ લાભ છે, એ વિષય ઉપર આવતા પહેલાં એક ન્હાના સરખા સવાલનો ખુલાસો કરી લઇશું તો ઠીક થશે. તે સવાલ એ છે કે પર્યુષણ પર્વ માટે શ્રાવણ—ભાદ્રપદના સંગમનો વખત જ મુકરર કરવાનું કારણ શું ? એ સમય કાંઇ ઐતિહાસિક બનાવના સ્મરણાર્થે પસંદ કરાયલો નથી; મતલબ કે એ દિવસોમાં અગાઉ કોઇ મહાપુરૂષનો જન્મ કે મોક્ષ થયો નથી, અગર કોઇ ધાર્મિક નોંધવા લાયક બનાવ બન્યો નથી; પરન્તુ એ સમયની પસંદગીમાં નૈસર્ગિક સૌંદર્ય

જ કારણરૂપે કલ્પી શકાય છે; એટલે કે એ પ્રસંગે કુદરતના સઘળા પદાર્થો આર્દ્રતા, નવીનતા, સૌંદર્ય અને શક્તિ પ્રાપ્ત કરતા જણાય છે. આખું જગત્ હસતું-ખીલતું-વિકસતું જણાય છે. એ સંજોગો આત્મવિકાસના વિચારોને વધારે અનુકૂળ છે અને તેટલા માટે પર્યુ-પાસના અથવા આત્મરમણતા અર્થાત્ દૈવી જીવનનો પરિચય કરાવ-વાના કામ માટે એ સમયને પસંદ કરવામાં આવ્યો હોય એ સંભ-વિત છે. મનુષ્યોને આ ઋતુમાં વધારે ફુરસદ મળી શકે, સાધુઓનો જોગ મળી શકે, એવાં પણ કેટલાંક કારણો કેટલાકો તરફથી રજુ કરવામાં આવે છે, પણ ત્હેમાં કાંઇ દમ જણાતો નથી. સાધુઓ કંઇ દરેક ગામ અને શહેરમાં હાજર હોઇ શકે નહિ અને પર્યુષણ પર્વ જૂના વખતથી ચાલ્યું આવે છે, કે જે કાળમાં તો સાધુઓ વસતિમાં રહેતા જ નહિ. વળી જૂના વખતમાં ખેતી આજના કરતાં વધારે પ્રમાણમાં હતી અને ઘણાએક ખેડુતો પણ જૈન ધર્મ પાળતા, તેથી એમ કહેવું યુક્તિરહીત છે કે ફુરસદના કારણથી આ દિવસો પસંદ કરવામાં આવ્યા હોય. એવો પણ સવાલ થવા સંભવ છે, કે શ્રાવણ વદ ૧૩ થી જ પર્યુષણ પર્વ શરૂ થાય—અને ભાદ્રપદ શુદિ પાંચમે જ સમાપ્ત થાય એનું શું કારણ? શું છઠ્ઠ-સાતમ કે દશમના દિવ-સમાં નૈસાર્ગિક આકર્ષણ કે સૌંદર્ય અદશ્ય થાય છે? કલ્પવાનો જો મ્હારો હક્ક છીનવી ન લેવામાં આવે, તો હું આ બાબતનું કારણ એમ કલ્પું કે, પર્યુષણ પર્વ યોજનારા પુરૂષો તે પ્રર્વની સમાપ્તિ ભાદ્રપદ શુદિ પાંચમના દિવસને બદલે ત્રીજ-ચોથ કે આઠમ-દશમે પણ એટલી જ યોગ્યતાપૂર્વક યોજી શક્યા હોત; એમને અમુક તિથી કે કલાક પર કાંઈ મોહ કે દ્વેષ ન હતો. પરન્તુ એક સમાજને માટે જ્યહારે કાયદા-કાનૂન રચવામાં આવે છે ત્યહારે ચોક્કસ બાબતો

મુકરર કરવી જ પડે છે. જેમ કે, એક ગુન્હા માટે રૂ. ૫૦ થી ૧૦૦ સુધીનો દંડ કાયદામાં મુકરર કરવામાં આવ્યો હોય છે તેથી શું એ ગુન્હો રૂ. ૫૦ ની બરાબર જ છે અને ૪૯ ની બરાબર નહિ એમ સહજ મવાનું છે ? ૫૦ થી ૧૦૦ ને બદલે ૪૦ થી ૬૦, ૪૫ થા ૧૫૧ વગેરે ગમે તે આંકડા જણાવી શકાય અને તે પણ પહેલા આંકડા જેટલી જ સાર્થકતા પૂર્વક. પરન્તુ અમુક ધોરણ તો મુકરર કરવું જ પડે; કારણ કે સમાજના 'વ્યવહાર' માટે એ જરૂરનું છે. ચોથ, પાંચમ, દશમ કે બારસ ગમે તે એક જ તિથિ પર્યૂષણની સમાપ્તિ માટે મુકરર કરવી જરૂરની હતી, ત્હેનું કારણ મુખ્યત્વે એ છે કે, એ દિવસના આવશ્યક કાર્યમાં **ક્ષમાપના, પ્રાર્થના** અને **વિશ્વભાવના** એ તત્ત્વોનો ખાસ સમાવેશ થતો હોવાથી, અને એ ભાવનાઓ **એકી** વખતે સર્વ સ્થળે થાય તો **સંયુક્ત ભાવનાબળથી** વિશ્વના માનસિક વાતાવરણમાં **જબરી** અસર થવા પામે. આજનો જૈન સમાજ ક્ષમાપના અથવા હાર્દિક ઔદાર્યના રહસ્યથી બહુધા અજાણ્યો હોવાથી અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં આવતો વિશ્વભાવ ( લોકાલોક સ્વરૂપની કલ્પના ) કલ્પી શકાતો ન હોવાથી તથા પ્રતિક્રમણને છેડે બોલાતી પ્રાર્થનાના તાર દ્વારા વંદન કરાતી શક્તિઓનું પોતામાં આકર્ષણ કરવાને અશક્ત હોવાથી, મ્હેં ઉપર જણાવેલા કારણની ગંભીરતા ન સ્વીકારે એ બનાવ જોગ છે; પરન્તુ તેઓ તે સ્વીકારે યા ન સ્વીકારે તેથી ત્હેનું સત્ય ઓછું થતું નથી. જો જૈનસમાજના વિચાર નેતાઓ આ કારણ સ્વીકારે તો ચોથ-પાંચમના ઝગડા તુરત દૂર થાય અને ગચ્છ પરંપરાને બ્હાને જૂદી સંવત્સરી કરનારા મિથ્યાભિમાનીઓ સંયુક્ત ભાવનાબળને ખલેલ કરતા અટકે. પર્યૂષણા એ જો **આત્માની ઉપાસનાનો** પર્યાયવાચક શબ્દ હોય તો, આત્મા દિશા

અને કાળથી અમર્યાદિત હોય, પર્યૂષણને માટે-સંવત્સરીને માટે-અમુક તિથિનો મોહ કરવો છાજે જ નહિ. મ્હને જો શ્રાવણ વદ ૧૩ થી ભાદ્રપદ શુદિ ૫ સુધીના દિવસોમાં ચિત્તની અનિવાર્ય વ્યગ્રતા હોય કે એવું કોઈ ગંભીર કારણ હોય તો હું કાર્તિક, ફાલ્ગુન કે આષાઢ આદિ કોઇ પણ મહિનાની કોઇ પણ તિથિએ ૧૫-૧૦-૮-૪-૩ કે ૧ ( બની શકે તેટલા ) દિવસ સુધી પર્યૂષણ પર્વ પાળું અર્થાત્ આત્મવિકાસનો અભ્યાસ કરૂં.

હવે આપણે ખરા મહત્ત્વના મુદ્દા પર આવીશું. કેવા જીવનનો અભ્યાસ પડાવવા માટે પર્યુષણ પર્વ યોજાયું છે ? સંક્ષેપની ખાતર કદાચ આપણે કહી શકીએ દૈવી જીવન. ત્યારે સવાલ થાય છે કે શું દૈવી જીવન માનુષી જીવનથી ભિન્ન કે વિરોધી છે ? ના; જેવું એક માણસનું મનુષ્ય તરીકેનું જીવન હોય છે, તેવું જ ત્હેનું મૃત્યુ પછીની સ્તિતિમાં જીવન હોય છે; સ્થૂલ દેહનો અભાવ એટલો ભેદ હોય એ જૂદી વાત છે. મનુષ્યની જેવી ઇચ્છાઓ, વિચારો, ભાવનાઓ, આશયો; પસંદગી કે નાપસંદગીઓ મનુષ્ય જીવનમાં હોય છે, તેજ મૃત્યુ પછીની સ્થિતિમાં પણ કાયમ રહે છે. કુદરત ‘ તડ ને ફડ ’ અથવા ઓચીંતા ફેરફાર સહન કરી શકતી નથી. મનુષ્ય તરીકે જે માણસ સંકુચિત ભાવવાળો છે તે દેવ તરીકે વિશાળ દીલવાળી વ્યક્તિમાં કેમ બદલાઈ શકે ? મનુષ્ય તરીકે જે શોકાતુર-ઉદાસ-ગમગીન-આનંદરહિત છે, તે મૃત્યુ પછી આનંદમય જ ગણાતી સિદ્ધની સ્થિતિમાં કેમ કરી ફલંગ મારી શકે ? હું કહી ગયો કે કુદરતમાં ‘ કુદકા ને ભૂસકા ’ જેવું કાંઇજ નથી. આનંદ સ્વરૂપની ભાવના ભાવો, આનંદ અનુભવવાનો ‘ અભ્યાસ ’ કરો અને સંકટો રૂપ ગણાતા બનાવો વચ્ચે પણ આત્મસ્થીરતા કે આનંદ અનુભવતા

શિખો, તો એથી ટેવ પડીને છેવટે એ ટેવ પ્રબળ થતી થતી ક્રમે ક્રમે ત્હમને અખંડ આનંદ રૂપજ મનાતી સ્થિતિએ લાવી મૂકશે. અતિમિકબળ ખીલવવાના આશયથી જ યોજાયલી ક્રિયાઓ ક્યાં કરવા સાથે રોતડ બનો, ઉદાસી બનો, સર્વત્ર દુઃખ અને પાપ જ કલ્પ્યા કરો અને એક ખુણે બેસી અર્થ વગરના પાઠ ગણ્યાજ કરો, તો એ કલ્પના પ્રમાણે જ ત્હમારૂં મૃત્યુ પછીનું જીવન ઘડાશે. બીજાઓ તો ભલે ગમે તેમ કહે, પણ આપણે જૈનો તો ગળથુથીમાં જ આ જ્ઞાન પામ્યા છીએ કે, આકાશમાં કોઇ એવો રાજા બેઠો નથી કે પ્રાર્થનાની ખુશામતથી પ્રસન્ન થઇ સ્વર્ગ કે મોક્ષ આપી દેતો હોય, કે અમુક ક્રિયાઓનાં ખોખાં તરફ બહુમાન બતાવવાથી રીઝીને સિદ્ધશીલાનિવાસ બક્ષતો હોય. આપનાર કોઈ છે જ નહિ તો પછી એમ જ માનવું વધારે યુક્તિપુરઃસર છે કે, જે જે ઇચ્છાઓ, વિચારો, ગુણો, ભાવનાઓનું બંધારણ બંધાય તેવું જ જીવનું નવું સ્વરૂપ બંધાય. એટલે કે, **દેવો એ સ્થૂલ ( ઔદારિક ) દેહના બંધન વગરના મનુષ્યો** જ છે. માટે જ્યહારે **દૈવી** જીવનની ભલામણ કરવામાં આવે છે, ત્યહારે **ઉચ્ચ માનુષી જીવનની** જ ભલામણ કરવામાં આવે છે.

ત્હારે એ ઉચ્ચ માનુષી જીવનનાં અંગ કયાં ? ઉચ્ચતમ મનુષ્ય મહાવીરે એ અંગો તરીકે ગણાવેલાં ચાર નામો આજે એટલા બધા જૈનોના મુખે અને એટલી બધી વાર ઉચ્ચારાય છે કે, એનું અત્રે સ્મરણ કરાવતાં કેટલાકોને આ કથન જ નીરસ લાગશે. એ ચાર અંગો જો કે દરરોજ ઉચ્ચારાય છે, પરન્તુ એનું રહસ્ય સ્હમજવામાં નથી આવ્યું; તેથી જ જૈનોનો વ્યવહાર અથવા જીવન શુષ્ક, અનુદાર અને કેટલેક અંશે ઘૃણા ઉત્પન્ન કરાવે એવું દેખવામાં આવે છે. એ

ચાર અંગના નામ જ્યહારે હું ડરતો ડરતો જાહેર કરી દઉં છું ત્યહારે મ્હારા વાચકોને એટલી પ્રાર્થના કર્યા વગર રહી શકતો નથી કે એ નામોના અતિપરિચયને લીધે એમની સુંદરતાને ખાંડી થવા દેશો નહિ. દાન, શીલ, તપ અને ભાવના એ ચાર અંગો ઉચ્ચ માનુષી જીવન રચે છે; એ જ ચાર અંગોની કસરત માટે પર્યુષણ પર્વ યોજાયું છે અને પર્યુષણ પર્વનાં સમસ્ત કર્ત્તવ્ય કર્મોનો એ ચારમાં જ સમાવેશ થાય છે.

**દાન.**

મનુષ્ય જન્મે છે તે વખતથી જ એને 'સહાય'–'દયા'–'દાન'ની ગરજ પડે છે. કુદરત એને હવા અને પ્રકાશની સહાય આપે છે, માતા એને દૂધનું દાન કરે છે, પિતા એને વસ્ત્રાદિ પુરાં પાડી દયા બતાવે છે, સ્વજનો એને ચાલતાં–બોલતાં શિખવે છે. સહાય–દયા –દાન વગર માણસ જીવી શકે જ નહિ. જે તત્ત્વ માણસ બીજાઓ પાસેથી મેળવીને જ જીવી શકે છે, તે તત્ત્વ બીજાને આપ્યા વગર જીવવું એ શું માણસાઇ છે? એક ક્ષણ પણ બીજાની મદદ વગર જીવી ન શકે એવો ઉપકૃત મનુષ્ય બીજા મનુષ્યો પ્રત્યે અનુદાર રહે, માત્ર પોતાની ઇચ્છાઓની તૃપ્તિમાં રચ્યોપચ્યો રહે એ શું ઓછું અસહ્ય છે?—ઓછી પાશવ વૃત્તિ છે? મનુષ્યપણાનું પહેલામાં પહેલું કોઈ લક્ષણ હોય, ધર્મનો પહેલામાં પહેલો મૂળ સિદ્ધાંત કોઇ હોય તો તે 'દાન' અથવા 'કાર્યમાં મૂકાતી દયા' અથવા 'વ્યવહારમાં મૂકાતી સહૃદયતા' જ છે. જ્યહાં આવી સહૃદયતા નથી—જ્યહાં આવી આર્દ્રતા નથી—જ્યહાં દાન નથી–જ્યહાં હૃદયનું ઔદાર્ય નથી, ત્યહાં ધર્મનો અંશ નથી, મનુષ્યત્વનો છાંટો પણ નથી એમ ખુલ્લે અવાજે કહેવું જોઇએ છે. હરકોઇ ધર્મની સખ્તમાં સખ્ત ક્રિયાઓ ચોવીશે કલાક

અને સો વર્ષ સુધી કરનારો માણુસ જો એક યા બીજા રૂપમાં સહાય–દયા–દાનના તત્વથી વિમુખ રહેતો હોત તો એ મનુષ્ય કે મહાત્મા નામથી પોતાને ઓળખાવતી આકૃતિ પશુ શિવાય બીજા કોઇ નામને લાયક ઠરતી નથી. જ્યહાં પાયો નથી ત્યહાં ઇમારતની વાત જ શી કરવી ? જ્યહાં હૃદય જ નથી ત્યહાં હૃદયભૂમિએ જ વસતા દેવના દર્શનની આશા શી કરવી ? જ્યહાં સ્વાર્થની જ સંકુચિત હદ લોખંદી સાંકળોથી બંધાયલી છે ત્યહાં અમર્યાદિત દેવનો નિવાસ કેવી રીતે થઇ શકે ? જ્યહાં પાશવ વૃત્તિઓનું જ રટણ થયા કરે છે ત્યહાં દૈવી પ્રકૃતિ દેખા શી રીતે દઈ શકે ? ટુંકમાં જ્યહાં આર્દ્રતા–દયા–લાગણી–સહાય કરવાનો ઉમંગ–એક યા બીજા રૂપમાં ઉલ્લાસથી થતું દાન–નથી ત્યહાં ધર્મ કે મનુષ્યત્વ સંભવે જ નહિ. ઇજ્જત ખાતર, મ્હોટાઈ ખાતર, બદલા ખાતર, સ્પર્ધા ખાતર કરાતું દાન કે દયા એને આત્મિક ધર્મમાં કોઇ સ્થળ નથી. ધર્મમાં –આત્મામાં મનુષ્યત્વમાં માત્ર ત્હમારા **આશયની** કિમત છે, નહિ કે બાહ્ય રૂપો કે દેખાવો કે કૃત્યોની. માણુસ એ હૃદય છે, શરીર નથી; શરીર માત્ર હૃદયની આજ્ઞાઓનો અમલ કરનારૂં યંત્ર છે. માટે કૃત્યોની પરીક્ષા મનુષ્યના હૃદયના ભાવ આધારે જ થાય છે. અને એ હૃદય જ શુદ્ધાશયપૂર્વક કરાયલાં શુભ કર્મોની કસરતથી વધારે વિકસાતું વિકસાતું આખરે અમર્યાદિત બની જાય છે અને દેવ કે સિદ્ધસ્થિતિમાં આત્માને મૂકી આપે છે. એક સભા વચ્ચે એક માણુસને મ્હોટો બનાવી એને ખૂબ ચ્હડાવવામાં આવે અને તે દશલાખ રૂપિયા કહાડી આપે, તેથી ત્હેણે દયા કરી –દાન કર્યું–આર્દ્રતા બતાવી એમ સ્હમજવાનું નથી; એનું હૃદય એથી વિકસવાનું નથી, એનો આત્મા એથી પ્રફુલ્લીત થવાનો નથી.

અલબત એણે કરેલા દાનનો ઉપયોગ નથી એમ તો નથી જ. જે લોકોનો તે એક યા બીજા સમયમાં ઋણી બન્યો હતો, તે લોકોનું હેણે આ સ્થળે ઋણ ચૂકવ્યું અને તે લોકો એથી ફાયદો પણ પામ્યા; પરન્તુ હેને તો જે ઈચ્છાથી રકમ અપાઇ તે ઇચ્છા તૃપ્ત થવા રૂપ ફળ સિવાય બીજો કોઈ લાભ નથી: દૈવી લાભ નથી. જે માણસનું હૃદય જ આર્દ્રતાવાળું છે, જેનામાં દયા–દાન–સહાયના અંકુર હયાતી ધરાવે છે તે માણસ, જ્યહાં પણ આર્થિક, શારીરિક કે જ્ઞાન સમ્બન્ધી સહાયની જરૂર જુએ છે, ત્યહાં યથાશક્તિ સહાય માત્ર હૃદયના ઉમળકાથી જ કરે છે અને તે સહાય ગુપ્ત રીતે કરાઇ હોય યા જાહેર રીતે (જેવા તે વખતના સંયોગો) પણ હેનું હૃદય તેથી ઉલ્લસે છે–વિકસે છે–આનંદ અનુભવે છે, કે જે આનંદ સિદ્ધત્વ સ્વભાવનો હોઇ સિદ્ધત્વને આકર્ષે છે–નજદીકમાં લાવે છે. આ પ્રમાણે દાન ગુણ એ પર્યુષણાનો–આત્માની ઉપાસનાનો–પરમેશ્વરની ભક્તિનો પહેલો મંત્ર છે, પ્રથમ સોપાન અથવા પગથીઉં છે, મૂળ સિદ્ધાંત છે. દ્રવ્યના ત્યાગવાળા યોગીઓ દ્રવ્યથી રહીત છે એટલા જ માત્ર કારણથી કાંઇ આ દાનપુણ્યથી વિમુખ રહી શકે નહિ; કારણ કે દ્રવ્ય દાન એજ કાંઇ માપ નથી એ તો અગાઉ કહેવાઈ ગયું છે. હૃદયની આર્દ્રતા, આંતરની લાગણી એ જ દાનની જનેતા ગણવાની હોવાથી, દયામૂર્તિ સંતો તો ઉલટા ગૃહસ્થો કરતાં અનંતગણું દાન કરી શકે. અનંતગણો ઉપકાર કરી શકે. જીવનને સબળ બનાવે–દીલાસામય બનાવે અને મનને ઉત્સાહ પ્રેરે–શાંતિ આપે એવાં એમનાં વચનો અને મુખમુદ્રા લાખ્ખો કરોડો રૂપિયાના દાન કરતાં વધારે કિંમતી છે. જ્ઞાનનાં સાધનો પૂરા પાડવામાં એક યા બીજી રીતે મદદગાર થવાની

શક્તિ છતાં જે સાધુઓ તે બાબતમાં ઉદાસીનતા–લાગણીરહીતપણું બતાવે છે (અને જે કેટલાકો તેથી આગળ વધીને તેમાં પાપ બતાવી ઉશ્કેરણીઓ કરે છે) તથા જેઓ **પોતાની** કીર્ત્તિ–પૂજા કે પ્રસિદ્ધિ માટે ભક્તો પાસે ખર્ચ–શ્રમ અને પ્રવૃત્તિ કરાવે છે અને એને 'ધર્મ'ની પ્રભાવનાનું નામ આપે છે એમનામાં ધર્મનું પહેલું અને મૂળ તત્ત્વ દાન (દયા) મુદ્દલ નથી એટલું જ કહીને ન અટકતાં એમને નરકના પરમાધામી કે યમદૂત કહેવામાં હું માત્ર દયાનું જ મિશન બજાવું છું એમ જ મ્હારે આ સ્થળે ખુલ્લા શબ્દોમાં કહેવું જોઇએ છે.

જ્યહાં દાન નથી ત્યહાં શીલ એટલે ચારિત્ર હોઇ શકે જ નહિ.

**શીલ.**

જ્યહાં હૃદયની વિશાળતા નથી ત્યહાં ક્ષમાબુદ્ધિ, સહનશીલતા, ઇન્દ્રિયનિગ્રહ, વૃત્તિસંક્ષેપ હોઇ શકે જ નહિ. પુરૂષોમાં ઉત્તમ એવા શ્રી મહાવીરે **દાન** પછી જે **શીલ** ફરમાવ્યું છે તે શીલ માત્ર બ્રહ્મચર્યપાલનમાં જ સમાપ્ત થતુ નથી, પણ **ચારિત્ર** (character)—ના અર્થમાં સ્હમજવાનું છે. એ ગુણોના સ્પષ્ટ જ્ઞાન માટે **બારવ્રતો** યોજવામાં આવ્યાં છે. આ વ્રતોના પાલનમાં શીલનું સાંગોપાંગ પાલન સમાઇ જાય છે. એ વ્રતોનું મારી સ્હમજ પ્રમાણે સ્વરૂપ આ નીચે આપીશઃ-

(૧) એવી યતના પૂર્વક (guardedly–thoughtfully) કાર્ય કરો, વચન બોલો અને વિચારો કરો, કે જેથી કોઇ ભૂતને–જીવનને ઇજા થવા પામે નહિ, અથવા ::ઓછામાં ઓછા ભૂતોને ઓછામાં ઓછી ઇજા થાય.

(૨) જે વાત ત્હમે જેવા રૂપમાં જાણતા હો—માનતા હો તે વાત તેવા રૂપમાં જ કહો; લાભ કે ડરને લીધે એને છેદનભેદન

કે ફારફેર કરશો નહિ. લોકભય, નૈતિક નિર્બળતા, લોકૈષણા એ સર્વને ઉંડા કુવામાં ફેંકો. તેમજ હાંશીમશ્કરી, પરનિંદા, ખાલી ગપ્પાં વગેરે હાનિકારક કે અનુત્પાદક પ્રવૃત્તિમાં વાચાનો દુરૂપયોગ કરશો નહિ.

(૩) જે ચીજ ઉપર, જે મનુષ્ય ઉપર, જે હક્ક ઉપર, જે યશ ઉપર ત્હમારો વાજબી રીતે હક્ક ન હોય તે ચીજ—મનુષ્ય—હક્ક અને યશ ઉપર દાઢ રાખશો નહિ. કોઇના હક્ક ઉપર તરાપ મારશો નહિ.

(૪) ત્હમને મળેલું વીર્ય ત્હમારી અને બીજાઓની અનેક પ્રકારની ઉન્નતિ સાધવા માટે પહેલામાં પહેલું અને અનિવાર્ય સાધન છે; ત્હેને પાશવવૃત્તિઓ સંતોષવામાં ઉડાડી દેશો નહિ. ઉચ્ચ આનંદોને ઓળખવાનું શિખો અને જો તેમ બની શકે તો અખંડ બ્રહ્મચારી રહો. તેમ ન બને તો ત્હમારા વિચારોને વિઘ્ન રૂપ ન થાય એવી સહચારિણી શોધીને—મેળવીને ત્હેનાથી સંતુષ્ટ રહો. એક બીજાને અનુકૂળ અને સહાયકારી થઇ શકાય એવું પાત્ર ન જડી આવે કે જડવા છતાં પ્રાપ્ત થાય તેમ ન હોય તો અવિવાહીત રહેવાને જ કોશીશ કરો. વિવાહીત સ્થિતિ કે જે ચોતરફ ઉડતી વૃત્તિઓને અટકાવવા માટે—સંકોચવા માટે છે, તે સ્થિતિ જો ઉભયને કે ઉભય પકી એકને અસંતોષનું કારણ થઇ પડે તો ઉલટી બેવડી હાનીકારક છે; માટે ત્હમારી શક્તિ, ત્હમારા વિચારો, ત્હમારી સ્થિતિ ત્હમારાં સાધનો, અને પાત્રની યોગતા એ સર્વનો ઉંડો વિચાર કરીને જ પરણો અથવા કુંવારા રહો. પરણવું એ જ માણસનો મુખ્ય નિયમ અને કુંવારા રહેવું એ અપવાદ મનાય ત્હેને બદલે કુંવારા રહેવું અને સઘળી અથવા મુખ્ય બાબતોની અનુકૂળતા હોય તો જ

પરણવું એ મુખ્ય નિયમ મનાવો જોઇએ. અને વિવાહિત સ્થિતિને વિષયવાસનાની અમર્યાદ-યથેચ્છ સ્વતંત્રતા તરીકે ભૂલેચૂકે પણ માનતા નહિ. વાસનાનો સંક્ષેપ કરતાં અને આત્મિક ઐકય કરતાં શિખો. અશ્લીલ શબ્દોથી, અશ્લીલ દેખાવોથી, અશ્લીલ કલ્પનાઓથી દૂર રહો. કોઇનાં લગ્ન ત્હમે જોડી આપતા નહિ; ત્હમને તેવો હક્ક કોઇએ બક્ષ્યો નથી. લગનના આશયને નહિ સ્હમજનારાં-સહચારીપણાના કર્ત્તવ્યને નહિ પીછાનનારાં પાત્રોને એક બીજાની ફરજ્યાત ગુલામગીરીમાં નાખનાર માણસ ચોથા વ્રતનો ભંગ કરે છે, દયાનું ખુન કરે છે, ચોરી કરે છે.

( ૫ ) પરિગ્રહ અથવા માલકીની ઇચ્છાનો સંકોચ કરો. ' હું બધું ભોગવું, હું કોડપતિ થાઉં, હું મહેલોનો માલીક બનું ' એવા મય-સ્વાર્થમય-સંકુચિત વિચારોને જેમ બને તેમ ઓછા કરો. તમે નાગા જ ફરો, ઘરબાર વગરના બાવા જ બનો, ભૂખ્યા મરો, કુટુંબનું ભરણપોષણ ન કરો અને એને મરવા દો એમ આ આજ્ઞાનો ઉદ્દેશ નથી. પણ લોભપ્રકૃતિ, મોહપ્રકૃતિ, મમત્વ ભાવ, જડ પદાર્થોની પ્રાપ્તિમાં જ આનંદ માનવાપણું-એ ચીજોને છોડો અને પ્રમાણિક,-બુદ્ધિપૂર્વક-ખંતપૂર્વક કરાતા ઉદ્યમથી મળતું દ્રવ્ય ત્હમારી અને ત્હમારા આશ્રીતોની આવશ્યક્તાઓ પુરી પાડવામાં ખર્ચવા ઉપરાંત, એ દ્રવ્ય પર મમત્વ ન રાખતાં બાકીનો ભાગ બીજાઓની જરૂરીઆતો પૂરવામાં ઉલ્લાસપૂર્વક ખર્ચો. પરિગ્રહ પર જેટલા પ્રમાણમાં મૂર્છા ઓછી, તેટલા પ્રમાણમાં ચિત્તશાન્તિ—equillibrium of mind-વધારે.

( ૬ ) આશય વગરનું-' ઉપયોગ ' વગરનું-પરમાર્થ વગરનું ભ્રમણ જેમ બને તેમ ઓછું કરો.

( ૭ ) ઉપભોગ અને પરિભોગની લાલસા મર્યાદિત કરો.

ત્હમારી ટેવોમાં સાદા, આત્મસંયમી, નિયમીત અને મિતાહારી બનો. ત્હમારી તંગીઓ જેમ થોડી હશે, તેમ ત્હમારી ચિંતાઓ, ઉપાધિઓ લાલચો ઓછી થશે અને વધારે મહત્વની પ્રવૃત્તિ તરફ લક્ષ આપવાને વધારે અવકાશ મળશે. દેખાદેખીથી, ખાનદાનીના ખોટા ખ્યાલથી, મ્હોટા દેખાવાની મૂર્ખ લોલુપતાથી, ફાંકડા દેખાવાની લાલસાથી અને ગુણ–દોષ સ્હમજવાની બુદ્ધિના અભાનથી અનેક બીનજરૂરી તંગીઓ ઉત્પન્ન થાય છે અને તેઓ શારીરિક નિર્બળતા, માનસિક અધમતા અને બુદ્ધિ હીનતાને જન્મ આપે છે માટે ઉપભોગ–પરિભોગના પદાર્થો જરૂર પુરતા જ—ઉપયોગના સિદ્ધાન્તને જવાબ આપે તેવાજ—રાખો.

( ૮ ) અર્થ વગરના ' વ્યાપાર ' માં–પ્રવૃત્તિમાં મન–વચન–કાયાને પ્રવર્ત્તાવો નહિ. ખટપટ, નિંદા, દુર્ધ્યાન, ચિંતા, કુતર્ક, ખેદ, અને ભયમાં શરીરસંપત્તિ, સમયસંપત્તિ તથા સંકલ્પ સંપત્તિને ઉડાવી મારો નહિ. આર્ત્તધ્યાન અથવા ચિંતા અને રૌદ્રધ્યાન અથવા કોઇના ઉપર ક્રોધમય વિચારો કરવા તે હીચકારૂં કામ છે, આનંદમય–વીરત્વમય આત્મપ્રભુનો દ્રોહ કરવા સરખું કૃત્ય. છે. મનુષ્યત્વ એથી ક્ષીણતા પામે છે.

( ૯ ) પ્રતિદિન નિયમિત સમયે જ બને તેટલા વખત સુધી સમતોલવૃત્તિ શિખવાનો અભ્યાસ અથવા મહાવરો પાડો.

( ૧૦ ) સ્વદેશ બહારથી મંગાવેલી ચીજ બનતાં સુધી ન વાપરો; સ્વદેશપ્રેમ અને સ્વદેશાભિમાન રાખો; સ્વદેશને ભૂખે મરતો કરવામાં સાધનભૂત ન થાઓ.

( ૧૧ ) દર મહીને એકવાર—જ્યહારે પણ ફુરસદ કે સગવડ અને અનુકૂળ શારીરિક–માનસિક સ્થિતિ હોય ત્યહારે—ભૂખ્યા રહો

કે જેથી શરીર નિરોગી અને સહનશીલ બને: અને એ સ્થિતિમાં ૨૪ કે ૧૨ કલાક આત્મરમણતામાં ગુજારો.

( ૧૨ ) ઉપકારી પુરૂષોની ભક્તિ-સેવા કરવાનો પ્રસંગ મળે ત્હારે ત્હેમની સેવા ઉલ્લાસથી બજાવો. જે પુરૂષો જગતના ઉપકારમાં જ જીવન ગુજારતા હોય, જેઓ પોતાના શરીરાદિની સારસંભાળ કરવા જેટલી ફુરસદ નહી લઇ શકતા હોય, ત્હેમના અસ્તીત્વ આરોગ્ય અને પ્રવૃત્તિની જગતને ઘણી જ જરૂર હોવાથી, ત્હેમની તંગીઓ જાણવી અને તે પૂરી પાડવાની તત્પરતા બતાવવી એ ઉપકૃત વર્ગનું કર્ત્તવ્ય છે. એમણે ઉઠાવેલાં મિશનોને નીભાવવામાં પોતાના શરીરબળ, દ્રવ્યબળ, લાગવગ, સમય, બુદ્ધિ, આદિનો ફાળો આપવો. ત્હેમની મુશ્કેલીઓ અને દુઃખો તથા સંકટોમાં દીલસોજી ધરાવીને તે દૂર કરવા માટે પોતાથી બનતું કરવું અને ત્હેમના જયમાં પોતાનો જય-સમાજનો-જય—માનવો.

આ બાર વ્રતોના પાલનમાં 'શીલ'નો સમાવેશ થાય છે.

હવે આપણે બાકીના બે અંગ 'તપ' અને 'ભાવના' સંબંધી વિચાર કરવાનો રહેછે, જેમાંના 'તપ'ને પ્રથમ લઈશું.

**તપ.**

દાન અને શીલ એ બે ફરમાનોને પાળનાર મનુષ્યનું સ્થૂલ તેમજ સૂક્ષ્મ શરીર નિર્મળ રહે એ દેખીતી વાત છે. પરન્તુ તે છતાં તે બન્ને શરીરમાં મળ એટલે કચરો-અનિષ્ટ તત્વો-આવવાને બે કારણથી સંભવ તો રહે છે. એક તો માણસ માત્ર ભૂલને પાત્ર છે, પ્રમાદને પાત્ર છે; અને ભૂલ કે પ્રમાદથી જાણતાં-અજાણતાં શારીરિક કે માનસિક અતિક્રમણ, વ્યતિક્રમણ કે અનાચાર થઇ જવાનો સંભવ રહેછે. જો તેવા જાણે-અજાણે થતા

શારીરિક અને માનસિક દોષોને બાળી નાખવાના ઇલાજ વખતસર ન લેવામાં આવે તો તેવા ઘણા દોષો એકઠા થઇ ગંભીર નુકશાન પહોંચાડે એ દેખીતું છે. જેમકે શીલ સંબંધી બાર વ્રતો પૈકી સાતમા વ્રતમાં નિયમીત અને મિતાહારી થવાનું ફરમાન છે; પરન્તુ માણસ કોઈ વખતે સ્વાદને લીધે વધારે ભોજન જમ્યો કે આકર્ષક દશ્ય જોવા ખાતર મોડીરાત સુધી જાગ્યો; આવું વારંવાર બનવાથી તે બીમાર પડે. પણ જો એ ગુન્હાનો દંડ કે ભુલનું પ્રાયશ્ચિત તુરત લેવામાં આવે તો અનિષ્ટ પરિણામ ન આવે. જઠર ઉપર થયેલા બોજાને ઓછો કરવા લાંઘણ કે ઉપવાસ કરવામાં અને આરામ લેવામાં આવે, તો માઠી અસર એટલેથી દબાઈ જાય. આ પ્રમાણે જાણતાં થતા દોષોની અસરને આગળ વધતી અટકાવવા માટે એક અથવા બીજા પ્રકારની 'કુદરતી દવા' અથવા 'તપ'ની જરૂર રહે છે. તેમજ વ્યવસાય-પ્રવૃત્તિની ધાંધલમાં પડવાથી આત્મભાન ભૂલી જવાથી વિભાવરમણતા થાય છે, અસત્ય બોલાઇ જાય છે, અયોગ્ય કામ કરાઇ જાય છે, માનસિક શાન્તિ ગુમાવી બેસાય છે; પણ જો તે પછી એકાંતમાં બેસી સ્વાધ્યાય એટલે જ્ઞાનદાયક પુસ્તકોનું વાચન-મનન કરવામાં આવે, ધ્યાન, પશ્ચાત્તાપ અને જનસેવાકાર્ય કરવામાં આવે તો ગુમાવેલી માનસિક શાન્તિ પાછી આવે છે અને થયેલા દોષો ઓછાવત્તા દૂર થાય છે. વળી પૂર્વજન્મનાં કર્મો પણ શિલિકમાં હોવાથી ત્હેને પ્રજાળવા માટે પણ 'તપ'ની જરૂર રહેછે. આ પ્રમાણે પૂર્વના તથા વર્ત્તમાનના દોષોને નિવારવા માટે-શારીરિક તેમજ માનસિક અતિક્રમણની અનિષ્ટ અસરોને નાબુદ કે ઓછી કરવા માટે, 'તપ'ની ખરેખર જરૂર છે.

તપ એ શરીરની અંદરના તેમજ મનની અંદરના કચરાને

બાળી નાખવાની શક્તિ ધરાવતી આંચ અથવા અગ્નિ છે; અને તેટલા માટે વિશ્વગુરૂ શ્રી તીર્થંકરોએ તપને બે પ્રકારમાં વહેંચી નાખ્યો છે; 'બાહ્ય તપ' અને 'આભ્યંતર તપ.'

બાહ્ય તપના સંબંધમાં આજકાલ જેટલી ગેરસમજ ફેલાયલી જોવામાં આવે છે. તેટલી ભાગ્યે જ બીજા કોઇ વિષયના સંબંધમાં જોવામાં આવતી હશે. શરીર શાસ્ત્ર અને વૈદક શાસ્ત્રના જ્ઞાન વગરના ઉપરટપકેનું માત્ર પાશ્ચાત્ય ભાષાજ્ઞાન ધરાવતા લોકો બાહ્ય તપને એક માત્ર વહેમ–હમ્બગ કે શારીરિક ગુન્હા તરીકે ગણવાની મૂર્ખાઇ કરે છે; ત્યારે ધર્મનાં રહસ્યોથી અજાણ્યા–'ખોખાં' ને પૂજનારા ગતાનુગતિક લોકો માત્ર લાંઘણને જ આત્મકલ્યાણનો રસ્તો માની બેસવાની અને શારીરિક તથા માનસિક સ્થિતિનો કાંઇ પણ ખ્યાલ કર્યા વગર ગજા ઉપરાંતની તપસ્યા કરી નિર્બળ બનવામાં જ શ્રેય માનવાની મૂર્ખાઇ કરે છે. અજ્ઞાનતાથી થતી બે છેડાની આ ભૂલોથી સમજુ મનુષ્યે દૂર રહેવું જોઇએ છે. બાહ્ય તપની શરૂઆત ઉપવાસથી નહિ પણ સ્વાદત્યાગ, ઉણોદરિ, એકાસણું, વ્યસનત્યાગ ઇત્યાદિથી કરવી જોઇએ. જેઓને મસાલા બહુ ખાવાની ટેવ પડી હોય ત્હેમણે અમુક દિવસ સુધી સ્વાદત્યાગ રૂપી તપ કરવું, કે જેથી જીવ્હા ઉપર અંકુશ મુકવાની ટેવ પડે અને પાચનશક્તિને ઘણા મશાલાથી થતું નુકશાન અટકે તથા મનની ઉશ્કેરાઇ જાય એવી સ્થિતિ પણ ઓછી થાય. વારંવાર ખાવાની ટેવવાળાએ, પેટ ઠાંસીને ખાવાની ટેવવાળાએ, અપચાની બુમ પાડનારે, અસ્વસ્થ મન સંબંધી ફર્યાદ કરનારે ઉણોદરિ તપ કરવું અર્થાત્ ભૂખથી પણ થોડું ખાવાનો નિયમ કેટલાક દિવસ માટે કરવો, કોઇ વખત દિવસમાં એક જ વખત જમવું, બીડી–સોપારી–તમાકુ આદિના

વ્યસનને તેટલા દિવસ બંધ રાખવું. આ બધી વાત 'તપ'ની શરૂઆતની છે. આ પ્રમાણે શરીરની ખોટી (અસ્વાભાવિક) ક્ષુધા અથવા માગણીઓને અંકુશમાં રાખવાનો મહાવરો પાડયા પછી ભરવા જેવું બીજું પગલું 'ઉપવાસ' છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ—ખુદ શરીરશાસ્ત્રના જાણીતા અને અનુભવી અભ્યાસીઓએ આજકાલ 'ઉપવાસ'ની બાબતમાં ઘણી શોધખોળ કરી છે, ઘણા પ્રયોગો દ્વારા અમુક સત્યો—અમુક સિદ્ધાંતો શોધી કહાડયા છે; માટે આ સ્થળે જૂનાં શાસ્ત્રોના ઉતારા ન આપતાં આજની વૈદ્યકવિદ્યા—આજનું સાયન્સ આપણને આ વિષયમાં શું શિખવે છે એ જ કહી બતાવીશું બરનાર મૅકફેડન્ (Bernarr Macfadden) નામના અમેરિકન શોધકના વિચારો આ નીચે ટાંકવામાં આવ્યા છેઃ—

**શરીરમાં ચાલુ ઉત્પન્ન થતાં વિષો કે જે શરીરમાં લાંબો વખત રહેવાથી અનેક બીમારીઓ લાગુ પડે છે, તેવાં શારીરિક વિષોને બહાર ખેંચી કહાડી દુર કરવા માટે ઉત્તમ રામબાણ ઇલાજોમાંનો ઉત્તમોત્તમ ઇલાજ તે 'ઉપવાસ' છે.**

રોગોને સાજા કરવાને કુદરત જે જે ઉપાયો પુરા પાડે છે તેમાં ઉપવાસ એ સર્વથી અગત્યનો ઉપાય છે, એમાં કશો શક નથી. જો કોઈ એવી ચીજ હોય કે જે ચીજથી બધા દરદનો ઉપાય થાય, ને માણસ સાજો ને તનદુરસ્ત થઇ શકે, તો ઉપવાસને વાજબી રીતે તેવી ચીજ કહી શકાય; કારણ કે તે બધા ઉપાયોમાં સર્વથી પહેલો ઉભો રહે છે. દરદનું જે ખરૂં કારણ છે તે શરીરમાં ઉત્પન્ન થતો અને એકઠો થતો તરેહવાર જાતોનાં ઝેરોનો જથ્થો છે; અને

તે ઝેરને શરીરમાંથી બહાર કહાડવા માટે, બીજા બધા કુદરતી ઉપાયોમાંનો સર્વથી પહેલો અને અગત્યનો ઇલાજ તે ઉપવાસ છે.

ઉપવાસ કરવામાં જે મુશ્કેલી છે તે, મનનું સમાધાન કરવામાં છે. માટે ત્હમારા મનમાં તદ્દન ખાત્રીપૂર્વક રહેવું જોઇએ કે, ઉપવાસ કર્યાથી અર્થાત્ ભૂખ્યા રહેવાથી આપણે દુબળા થઈ હાલહવાલ થવાના નથી જ, અથવા તો થોડીક વારમાં જમીનપર તુટી પડી મરી જવાના પણ નથી જ. એવો કાંઈ પણ ભય રાખશો નહિ. લોકોમાં એવી રીતે મનાતું આવ્યું છે કે થોડો વખત પણ ભૂખ્યા રહેવાથી માણસ મરી જાય છે; અને એવું જો મનથી મા: લીધેલું હોય તો જરૂર તે માણસ ભૂખ્યો રહેવાથી મરી જાય પણ ખરો. જે માણસને ઉપવાસનું જ્ઞાન નથી, જેને તે વિષેનો કાંઈ જ ખ્યાલ નથી તેવો માણસ, જો સાત કે દશ દિવસ ઉપવાસ કરે તો મરણ પણ પામે. કારણ કે તેણે મનથી માની લીધું છે કે જો માણસ તેટલી લાંબી મુદત સુધી ભૂખ્યો રહે તો જરૂર મરણ પામે. એ ઉપરથી મનનો શરીર ઉપર કેટલો કાબુ છે ત્હેનો નિશ્ચય થાય છે. આ તર્કે મ્હારે ત્હમને ભાર મૂકીને કહેવું જોઇએ છે કે, જેમ મનથી ઉપલું (ખોટું) કામ થાય, તેવી જ રીતે બીજી તરેહનું સારૂં કાર્ય પણ મનથી કરી શકાય છે; અને જો ત્હમે મનની શક્તિ પ્રબળ છે એવું ખાત્રીથી માનો, તો ફક્ત મનથી જ કરીને ગમે એવી ભયંકર માંદગીમાંથી સાજા થઈ શકો; અને મને સાજો થવાને માટે દૃઢ સંકલ્પ કીધો, એ જ મનની બીજી શક્તિ છે.

ટુંકમાં ઉપવાસથી સાજા થવું હોય તો ત્હમારે સૌથી પહેલાં ઉપવાસ સંબંધી બધી જાતની ધાસ્તી અને ફીકર મનમાંથી કહાડી નાખવી.

## ઉપવાસથી શરીરમાં શું અસર થાય છે?

ઉપવાસથી શરીરમાંની બધી ગલીચ અથવા ઝેરી વસ્તુઓ બહાર નીકળી જાય છે. એનો એક જાણીતો અને અજાયબ જેવો પુરાવો એ છે કે, ઉપવાસ દરમ્યાન વારંવાર જીભ ઉપર થરો બંધાયલા માલમ પડે છે તથા ઉપવાસ વેળાએ મુખમાંથી દુર્ગંધ આવે છે, જીભ ખરાબ થઇ જાય છે, મ્હોંમાંથી બદબો નીકળે છે, અને સ્વાદ ખરાબ થઇ ગયો હોય છે; એ બધુંએ દેખાડે છે કે ઉપવાસની ઘણીજ જરૂર હતી. પાચન ક્રિયા કરનારા બધા અવયવો કે જેઓ અત્યાર સુધી હોજરીમાં ગયેલ ખોરાકને પચાવવામાં જ ધ્યાન આપતા હતા અને પુષ્ટિકારક તત્વોને શરીરના બધા ભાગમાં વહેંચી આપવાનું કામ કરતા હતા, તેઓ (ઉપવાસ વખતે) પોતાનું કામ ઉલટાવી નાખે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો ખોરાકને પાચન કરવાને બદલે, તેઓ **ઝેરને બહાર કહાડવાનું કામ** કર્યા કરે છે, કે જે શરીરને તનદુરસ્ત કરવાની રીત કહેવાય; અને ઉપવાસથી દરદ સારૂં થાય છે, ત્હેનું મુખ્ય કારણ આ જ છે.

સાધારણ સારી તનદુરસ્તીવાળા માણસના મ્હોંનો દમ (વાસ) ખરાબ હોવો જોઇએ નહિ. પણ જો **ખરાબ વાસ નીકળવા લાગે તો જાણવું કે દરદની નીશાની છે**; અને જ્યહારે દરદની ઉપલી બધી નીશાનીઓ જણાય તો પણ ત્હમો તે ઉપર ધ્યાન આપો નહિ અથવા બેદરકાર રહો તો ત્હમારે ખાત્રીથી જાણવું કે, એક વખત એવો આવશે કે જ્યહારે ત્હમારૂં દરદ ઘણી ભયંકર હાલતમાં બહાર આવશે, કે જેથી ઘણુંખરૂં મરણ પણ નીપજશે અથવા એવું ચાલુ (Chronic) દરદ થઇ લાગશે, કે જેમાંથી સાજા થવાનું બહુ જ મુશ્કેલ અથવા કેવળ અશક્ય થઇ પડશે. તેમાં ખાસ

કરીને સાધારણ રીતે એટલે કે આજની પશ્ચિમ તરફની Allopathy નામની વૈદક વિદ્યાની ચાલુ રીતે જો ઇલાજો લીધા કર્યા, તો, તે ઇલાજો સાથે થોડો ઘણો પણ ખોરાક આપવાની રૂઢિ હોવાથી, **મરણ ચોકસ નીપજવાનું જ.**

જ્યારે ત્હમે દુઃખથી પીડાતા હો ત્હારે, ખોરાક લઈ ત્હમારી હોજરીને તકલીફ આપવી એ ખરેખર એક ગુન્હો જ છે. આ વાત ખોટી છે એમ પુરવાર કરવા માટે કોઈ પણ ડૅાક્ટર અથવા વિજ્ઞાનશાસ્ત્રી ( Scientist ) ને હું ખુલ્લી ચૅલેંજ કરૂંછું, ( એમ મેકફેડન કહે છે. ) જ્હારે ત્હમે સખત દરદથી પીડાતા હો, જેવાં કે ફેફસાંનો વરમ ( Pneumonia ), તાવ, વગેરે વગેરે, ત્યારે ચોકસ માનજો કે **ત્હમારી નાડ ત્હમારા હાથમાં જ છે;** આ બધાં દરદો જાતજાતનાં ચિન્હો છે, ત્હેનો અભ્યાસ કરો, તેઓ જે ચેતવણી આપે છે તે શીખો, અને જેવાં તે ચિન્હો નજરે પડે કે **તુરત જ ઉપવાસની રીત ચાલુ કરો.** આ એક ઉપાયથી કરીને ઘણાંક વિકટ દરદોને ત્હમારા ઉપર ધસી આવતાં ત્હમે અટકાવી શકશો, અને એ ઉપાયની સાથે સાથે બીજા સંભાળના ઉપાયો લેતા જશો તો ત્હમારે ખાત્રીથી જાણવું કે, આજારી પડવું એ ત્હમારે માટે એક અસાધારણ બનાવ થઇ પડશે.

મ્હને યાદ છે કે મ્હારી જીંદગીમાં મ્હારા ઉપર "ન્યુમોનિયા" (ફેફસાંનો સોજો) વગેરે દરદોનાં ચિન્હોએ તો ઘણીક વખતે હુમલો કર્યો હતો, પણ જેવાં તેઓ મ્હને આવતા લાગ્યા કે તુરતજ, ચાર કે છ અઠવાડીયાંસુધી દુઃખી થઇ બીછાને પડી રહેવાને બદલે, તેમ થાય તે આગમચ, આ ખરી રીત હું અખત્યાર કરતો, જેથી ૩

